રાજ્યનું કામ (कर्मानुष्ठान), (૪) આવક અને ખર્ચને વગની ગાળતો (अवव्यय कर्म), (૫) સેના અને (૬) તેનું આધિપત્ય, (૭) દુશ્મન તથા જંગલી જાતો સામે રક્ષણ, (૮) રાજ્ય રક્ષણ (૯) (व्यसन प्रतीकार), (૧૦) કુમારોનું રક્ષણ તથા અધિકાર ઉપર તેમનો અભિષેક કરવો, આ સઘળા અધિકાર પ્રધાનોને હતા."

ભારદ્વાજની આ હકીકત મેગાસ્થનીસના વર્ણનને કેટલી મળતી આવે છે તે સહજ જણાશે

સભાસદો તરીકે તીર્થ હશે અથવા નાયસ પ્રધાનો હશે, અને રાજમંત્રીઓ મંત્રી સભાના સભ્ય હશે. મંત્રી સભાના અધિકાર આથી સ્પષ્ટ જણાય છે.

[illegible]વાથી કાઢી દીધી છે. અશોકના ફરમાનોમાં ધાર્મિક બાબતો સિવાય બીજી કોઈ બાબતોનો ઉલ્લેખ હશે એમ કદી પણ વિચાર ન કર્યો હોય એવા અશોકના લેખોના ભાષાંતર કરનારાઓને આ લખાણ કંઈક ઉખાણા જેવું લાગે છે. શબ્દોના અર્થમાં અસ્વાભાવિક ખેંચતાણ ન કરીએ તો લેખનો આશય સ્પષ્ટ જણાય છે. આ ફરમાનોના પ્રથમ ભાષાંતર કરનારાઓએ એમાંના નામોનો શુદ્ધ અર્થ કર્યો, – અશોકે પોતાના રાજુક અમલદારોને સ્વતંત્ર સત્તા આપી, પરંતુ તેનો આશય તેઓ સમજી શક્યા નહિ, તેમજ આ સ્વતંત્રતા ક્યા સંજોગોમાં આપી હતી તે તેઓ ચુક્યા હતા. લખાણ આ પ્રમાણે છે —

હું મારા પ્રજારૂપી બાળકને રાજૂકરૂપી ઉપમાતાના હાથમાં મુકું છું.. ઉત્સુક ઉપમાતા શાંત પડે છે; તે મારી પ્રજાનું રક્ષણ કરવા ઈચ્છા રાખે છે.

આ પ્રમાણે રાજૂકોએ મારા જાનપદનાં હિત તેમજ સુખ માટે કામ કરવાનો બોજો ઉપાડ્યો છે.

તેઓ શાંત ચિત્તે, કંઇ પણ ઉદ્વેગ તેમજ વિરોધભાવ વિના દરબાર ચલાવી શકે તે માટે આથી હું મારા રાજૂકોને લડાઇ તથા સુલેહ કરવાની બાબતમાં સ્વતંત્ર અધિકાર સોંપું છું.

મારી એટલી ઈચ્છા છે કે દિવાની તેમજ ફોજદારી ન્યાય અવિચ્છિન્ન રહે, વગેરે. "

અશોકના અન્ય લેખો કરતાં અહીં સ્પષ્ટ જણાશે કે તે આજ્ઞા ન કરતાં માત્ર વિનંતિ કરે છે. આ સમયથી એના અમલનું રૂપ બદલાઈ જતું હોવાથી આ પછી થોડા જ માસમાં એણે પોતાના અત્યાર સુધીના અમલની હકીકત લખી કહાડી હતી.

પ્રજા અને લોક એ સંજ્ઞાથી જુદા પડતા જાનપદના હિત માટે રાજૂકોને સ્વતંત્રતા જોઈતી હતી. જાનપદ રાજ મંત્રીઓને ટેકો આપતા. અશોકનું ઐશ્વર્ય આ પ્રમાણે જતું રહેતું હોવાથી બૌદ્ધ સાધુઓએ વિરોધ કર્યો હતો, છતાં રાજમંત્રીઓ વિરુદ્ધ તેમનાથી કાંઇ કહેવાતું નહિ. અશોક રાજ્યના કાયદા તરફ માનની દૃષ્ટિએ જોતો છતાં અન્ય બાબતમાં એનો કટાક્ષ કોઇવાર અસહ્ય થતો. એ સઘળું રાધગુપ્ત અને પૈર લોકો સહન કરતા, પરંતુ તેઓ સાધુઓનાં માર્મિક વચનોનો પ્રતિઉત્તર આપ્યા વિના રહેતા નહિ, કેમકે રાજાનો ધર્મ દુષ્ટનો નિગ્રહ કરવાનો તથા શિષ્ટનું પરિપાલન કરવાનો છે અને નહિ કે શિરોમુંડન તથા જટાધારણ કરવાનો.

હિંદુ મંત્રી મંડળની આ ટુંકી સમીક્ષા આટોપી લેતા અગાઉ એનાં બંધારણને લગતી થોડીક વિગતોની નોંધ લઇશું. દરેક મંત્રી એટલે મહામાત્રના હાથ હેઠળ બે ઉપમંત્રીઓ રહેતા. તેઓ આ

નામે અનુક્રમે ઓળખાતા, જેમકે, મહાદંડનાયક, દંડનાયક અને દંડનાયક કુમારામાત્ય. આજ વર્ગીકરણ પ્રમાણે ગુપ્ત સમયના લેખોમાં ગણાવેલા મહાપ્રધાન, મહાસંધિવિગ્રહિકા, મહાદંડનાયક વગેરે જેવા અધિકારીના સંબંધમાં સમજવું.

મંત્રીઓની બદલી એક ખાતામાંથી બીજા ખાતામાં દર ત્રણ, પાંચ, સાત અથવા દસ વર્ષે થતી. કારણ 'લાંબો સમય સુધી એકજ હાથમાં અધિકાર રહેવા દેવો નહિ. યોગ્ય મંત્રીને બીજા ખાતામાં મુકી તેની જગા નવા લાયક માણસને આપવી.' અશોકે પોતાના ધૌલી અને જૌગડના લેખોમાં આ રીતે ત્રણ અથવા પાંચ વર્ષે બદલી કરવાનો નિયમ દર્શાવ્યો છે. એજ પ્રમાણે આખું મંત્રી મંડળ પણ દર ત્રણ કે પાંચ વર્ષે બદલાતુ.

રાજ્યાભિષેકમાં જેવી રીતે ચારે વર્ણના પ્રતિનિધિઓ રહેતા તેવીજ રીતે વહીવટી અધિકાર ચલાવવામાં પણ સઘળી વર્ણનું પ્રતિનિધિત્વ જળવાતુ. નીલકંઠ અને મિત્રમિશ્રએ આપેલી રાજ્યાભિષેકની વિગતો ઉપરથી જણાય છે કે હિંદુ અમલના અસ્ત સુધી સઘળી વર્ણમાંથી મંત્રીઓની ચુંટણી થતી. આ રીતે પસંદ કરેલા સાડત્રીસ મંત્રીઓની યાદી મહાભારતમાં આપી છે તે પ્રમાણે ચાર બ્રાહ્મણ, આઠ ક્ષત્રિય, એકવીસ વૈશ્ય, ત્રણ શુદ્ર અને છેવટે એક સૂત અમાત્ય મંડળમાં બેસતા. આ મંડળમાં વૈશ્યોની સંખ્યા સૌથી વધારે હતી એ લક્ષમાં રાખવાનું છે. ખાસ મંત્રી મંડળમાં આઠ સભ્યો રહેતા (શાંતિપર્વ અ. ૮૫-૭-૧૧).

આપણે આગળ જોઇ ગયા છીએ તે પ્રમાણે ગુપ્ત સમયમાં અધિકારીઓમાં થતો ગોટાળો દૂર કરવા તેમના હોદ્દાના નામો બદલી નાખવામાં આવ્યા હતા. મનુસ્મૃતિમાં જણાવ્યા પ્રમાણે દંડનેતૃત્વ અને સેનાપત્યમાં ફેર હતો મુખ્ય પ્રધાનના હાથમાં રાજનું સૂત્ર હોવાથી તે મહાદંડનાયક કહેવાતો

બૃહસ્પતિના જણાવ્યા પ્રમાણે ગુપ્ત સમયમાં રાજા તરફથી થતી

ભક્ષિસ-માટેના લેખો ઉપર ‘ સાંધિવિગ્રહિકની મળ્યસહી થતી. આ ઉપરથી સહજ સ્પષ્ટ થશે કે જે કોઈ ખાતામાં આ બક્ષિસની નોંધ રખાતી તે ખાતાનો મુખ્ય પ્રધાન રાજાએ આપેલી બક્ષિસ પરદેશો સાથેની રાજ્યનીતિની દષ્ટિએ યોગ્ય છે કે નહિ તેની ખાતરી કર્યા પછી તે માટેના લેખ ઉપર પોતાની સહી કરતો. આમ કરવાનું કારણ એજ હતું કે જેને દાન કરવામાં આવતું હોય તે પરરાજ્યનો વતની હોય કે દુશ્મનનો જાસુસ હોય તો રાજ્યને નુકસાન થવા સંભવ રહેતો. ઇ. સ. પૂ. ૫૧૦ ના અરસામાં રાજા હસ્તિને આપેલા દાનના તામ્રલેખ ઉપર પ્રથમ મંજુર કરનાર તરીકે મહા સન્ધિવિગ્રાહિક વિધુદત્તે સહી કરી હતી અને છેલી સહી મહાબલાધિકૃત નાગસિંહે દૂતક તરીકે સહી કરી હતી. હસ્તિનના સમકાલીન રાજાએ કરેલા એવા દાનના લેખ ઉપર કોઇ પણ મંત્રી કે મહા મંત્રીની સહી ન હોવાથી તેમજ દાન આપવાનું લેખી ફરમાન ન હોવાથી એમ લાગે છે કે એ દાન રાજાએ પોતાના ખાનગી ભંડોળમાંથી આપ્યું હશે.

એ તો જાણીતી વાત છે કે સીલોનમાં હિંદુસ્તાનનાં ઉપલબ્ધ હતી તેવીજ ઘણી સંસ્થાઓ હસ્તીમાં હતી. વ્યાવહારિક રીતે બન્ને દેશની સંસ્કૃતિ એકજ હોવાથી સીલોન હિંદુસ્તાનનો ભાગ હોય એમ ગણાતું. આથી હિંદુસ્તાનનો ઇતિહાસ સીલોનની હકીકતને અભાવે સંપૂર્ણ કહી શકાય નહિ. આ માટે એકજ દષ્ટાન્ત બસ થશે. પરદેશનાં દબાણને લઇને તેમજ અંદરખાનેથી પેદા થતાને લઇને હિંદુસ્તાનની સંસ્થાઓ ધીમે ધીમે અદશ્ય થઈ જતઃ સીલોનની તેજ પ્રકારની સંસ્થાએ લાંબો સમય ટકી રહી હતી. ઇસ્વીસનની દસમી સદી સુધી રાજા તરફથી નીકળતા હુકમો મુખ્ય મંત્રી મંડળ તરફના હુકમો તરીકે લેખાતા. મંડળના સઘળા સભ્યો તે ઉપર સહી કરતા. રા વિક્રમસિંધે અભાસલમેઘન રાજાએ કરેલા દાનના આપેલા લેખ§ ઉપરથી આ પ્રમાણે સ્પષ્ટ થાય છે.

§ Epigraphia Zeylanica, Vol II. P. I

# પ્રકરણ ૩૨ મું

## કાયદો અને ન્યાયાધિકાર

રાજ્યાભિષેક વખતની પ્રતિજ્ઞાથી તેમજ પૌર જાનપદ તથા અમાત્યમંડળ તરફથી મુકાએલા પ્રતિબંધો અને અંકુશથી રાજાના કર્તવ્યની પરિસીમા બંધાએલી હતી. જ્યાં એ ઉપરાંત સર્વશક્તિમાન માનવધર્મ એની સત્તાની પર ગણાતો. મનુસ્મૃતિમાં રાજા દંડને પાત્ર લેખાતો. એના અધિકારો તેમજ ફરજો ધર્મસૂત્ર તેમજ ન્યાયશાસ્ત્રને લગતાં પુસ્તકોમાં ધર્મના ભાગ તરીકે રાજધર્મના પ્રકરણમાં ગણાવ્યાં છે. હિંદુ અમલના વૈભવ કાળમાં પણ માનવધર્મ શાસ્ત્ર પ્રમાણે તેમજ અર્થશાસ્ત્ર પ્રમાણે રાજાનું સ્થાન રાજ્યના કાયદાથી અલગ ગણાતું નહિ. અર્થશાસ્ત્રમાં જણાવ્યા પ્રમાણે તે નવા કાયદા ઘડી શકતો, પણ મનુના અભિપ્રાય પ્રમાણે તે તેમ કરી શકતો નહિ. જો એ કાયદા ઘડતો તો તે માત્ર નિયમ ઠરાવવા માટે જ ઘડતો. તે કોઈ પણ રીતે સ્વચ્છંદ અધિકાર પ્રાપ્ત થાય એવા કાયદા ઘડી શકતો નહિ.

હિંદુ રાજઅમલના ન્યાયાધિકાર અને વહીવટી અધિકાર હમેશા જુદા રહેતા અને સાધારણ રીતે બન્નેના રૂપ અને આશય એક-બીજાથી સ્વતંત્ર રહેતા. આનું કારણ એ હતું કે ન્યાયમાં નિપુણ હોય તેવાને જ ન્યાયાધીશ નીમવામાં આવતા, અને એ વર્ગમાં ઘણુંખરું બ્રાહ્મણો જ રહેતા. સંસ્કૃતિકાળમાં (ઈ. સ. પૂ. ૧૦૦૦ થી ઈ. સ. પૂ ૫૦૦ સુધી) જ્યારે હિંદુરાજ્ય નવા રૂપમાં સજ્જ થતો હતો અથવા સજ્જ થઈ ગયો હતો ત્યારે બ્રાહ્મણ ધર્મશાસ્ત્રના અધ્યયનમાંથી છૂટકી રાજદ્વારી બાબતોમાં ઝંપલાવતો હતો. ભિક્ષુક બ્રાહ્મણ અને રાજનીતિશાસ્ત્રમાં પ્રવીણ બ્રાહ્મણ વચ્ચેનો તફાવત શતપથ બ્રાહ્મણમાં સ્પષ્ટ કર્યો છે. આપણે આગળ જોયું છે તે મુજબ, રાજ્યા-

ભિષેકની ક્રિયા વખતે પ્રતિસ્થાપના પછી રાજગુરૂ રાજાને પ્રથમ અભિવંદન કરતો, અને બ્રાહ્મણ સમાજના અંગભૂત તરીકે ક્ષત્રિય અને બીજાઓની સાથે તેમ કરતો. ધર્મગુરૂ તરીકે કામ કરતા અને તેવું કામ નહિ કરતા એવા બ્રાહ્મણોના વર્ગોની વચમાનો વર્ગ અધ્યયન અધ્યાપન કરનાર બ્રાહ્મણોનો હતો. તેઓ મુખ્યત્વે કરીને ધર્મશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, રાજનીતિ અને એવા અન્ય વિષયોમાં રચ્યા પચ્યા રહેતા. રાજનૈતિક ડહાપણ અને સદ્વર્તનની મૂર્તિ તરીકે જાતકોમા પુરોહિત રાજનીતિજ્ઞ અને બ્રાહ્મણ ગુરૂ બતાવ્યા છે. આજ વર્ગના ન્યાયાધિશો હતા સામાન્ય કાયદા પ્રમાણે રાજા ગુન્હેગારને સજા કરતો. પરંતુ ગુન્હાને અંગે થએલા પાપ માટે એને ધર્મશાસ્ત્ર પ્રમાણે જે શિક્ષા કરવાની હતી તે માટેનો અધિકાર બ્રાહ્મણને પ્રાપ્ત થતો. તે આ બાબતમા નિષ્ણાત હતો એટલુંજ નહિ પણ બ્રાહ્મણ ગુન્હેગારની તપાસ કરવાનુ તેમની પાસે હોવાથી તે પોતાના સ્વજાતિયનો યોગ્ય ન્યાય કરતો અને ધર્મશાસ્ત્ર પ્રમાણે વાજબી શિક્ષા કરવામા આના કાની કરતો નહિ. ધર્મ સાથે સંબંધ ન હોય એવા ગુન્હાઓની તપાસ એ બીજા અમલદારો (અબ્રાહ્મણો)ની સાથે બેસી કરતો, આ પ્રમાણે બ્રાહ્મણ રાજાના લાગવગથી દૂર રહેતો.

ન્યાયાધીશો અસલના વૈદિકકાળની સભાના નામથી ઓળખાતી. જેવી રીતે અમાત્ય મંડળે પોતાની સ્વતંત્ર ઉત્પત્તિના અવશેષ જાળવ્યા હતા તેવી રીતે સભાએ પણ કર્યું હતું ન્યાયાધીશોને ન્યાય આપવામાં હમેશા જનસમાજ મદદ કરતી, એટલે તે હમણાના શબ્દ પ્રયોગ પ્રમાણે જ્યુરી તરીકે કામ કરતી. એ લોકો યોગ્ય રીતે મત દર્શાવી શકે તેથી તેની સંખ્યા વિષમ રહેતી અને તેમણે ન્યાયની દૃષ્ટિએ પોતાનો અભિપ્રાય દર્શાવવાનો હતો. જે જ્યુરી મુગી રહેતી અથવા ધર્મથી વિરૂદ્ધ બોલતી તે પાપી ગણાતી

મૃચ્છકટિક નાટકમાં ન્યાયાધીશના પ્રવેશમા જ્યુરી માટે ઉલ્લેખ છે તેમજ શુક્રનીતિ, બૃહસ્પતિ અને નારદમા એના અધિકાર ગણાવ્યા

'રાજા' કહેતો એમ જણાવ્યું છે અને ટીકાકારો જણાવે છે કે 'રાજા' એટલે અમલદારો સમજવા.

નિકાલ થએલા મુકદ્દમાની નોંધ રાખવામાં આવતી. એ બાબતનો ઉલ્લેખ જાતકોમાં છે. પુસ્તક ૩, પા. ૨૯૨ માં વિનિશ્ચય પુસ્તક માટે નિર્દેશ છે, અને પુસ્તક ૫, પા. ૧૨૫ માં સોનાની તક્તીઓ ઉપર લખેલા રાજ્યના વહીવટના નિયમો માટે ઉલ્લેખ છે. ન્યાયશાસ્ત્રનાં પુસ્તકો લખાયાં તે સમયે એવી નોંધ રાખવામાં આવતી તે એ પુસ્તકો ઉપરથી જણાય છે.

જાતકોના સમયની પ્રચલિત માન્યતા મુજબ યોગ્ય રીતે ન્યાય કરવાથી ન્યાયાધીશોનું કામ ઓછું થતું. અન્યાયથી એ કામ વધવાનો દરેક સંભવ રહેતો પણ તે માટે કંઇ પ્રમાણભૂત ઉલ્લેખ નથી.

પાલિ સૂત્રમાં ન્યાય ખરેખર કેવી રીતે અપાતો તે માટે પ્રાસંગિક ઉલ્લેખ છે. એથી ન્યાય કેટલો સ્વચ્છ રહેતો તે બાબત ઉપર પ્રકાશ પડે છે.

ન્યાયાધીશોના કોઇ અસાધારણ ઠરાવની નોંધ કરવા માટે નહિ, પણ શાક્ય ગુરુ પ્રત્યે અનાથ પિન્ડિકની અનન્ય ભક્તિ દર્શાવવા બૌધની તે સમયની રાજધાની શ્રાવસ્તીની ન્યાયાધીશોએ અનાથ પિન્ડિક વિરુદ્ધ રાજકુંવર જેતના મુકદ્દમાનો કરેલો નિર્ણય વિનય પિતક, ચુલ્લવગ્ગમાં આપેલો છે. અનાથો પ્રત્યેના પોતાના દયાભાવને લઇને સુદત્ત સાધારણ રીતે અનાથ પિન્ડિકને નામે લોકોમાં ઓળખાતો. એ સાધારણ ગૃહપતિ, અગ્રેસર અને ધનાઢ્ય હતો. જેત રાજકુટુંબનો કુંવર હતો. આ જેતની 'શહેરથી ઘણે દૂર નહિ તેમ પાસે નહિ અને આવવા જવાને સવડ પડે એવી × × × વાનપ્રસ્થ જીવન ગાળવા માટે યોગ્ય' વાડી હતી. દાનશીલ અનાથ પિન્ડિકે રાજગૃહથી આમંત્રણ કરી બોલાવેલા બુદ્ધના ઉપયોગ માટે આ વાડી વેચાતી લેવા વિચાર કર્યો. તેણે રાજકુંવર જેત પાસે જઇ

લઈ કામ ચલાવવાની રીત એ મન નિયમ દરાવને. શુક્રનીતિમા આ પ્રમાણે જણાવ્યુ છે — •

'સભા જ્યુરીના સભ્યો સાથે સભામા બેસીને પ્રાડ્વિવાક પોતે ઠરેલા અને આગળથી ઉતરી આવેલ કામ ચલાવવાની રીત બાબતના નિયમો વધુ અને નક્કી કરવો આ માનુરી પુરાવે –ખાસી દસ્તાવેજ, લાભો અને હક સાબિત થાય એવો ભોગવટો-ઉપભોગમા લેવો, અને કયી બાબતમા પ્રતિજ્ઞા, પરીક્ષાથી કામ લેવુ, કયી બાબત મા પ્રત્યક્ષ પુરાવાથી, અનુમાનથી અથવ ઉપમાનથી કામ લેવુ અને કયા સમાજના વિચાર અને કયા ધર્મશાસ્ત્રને અનુસરવુ એ નક્કી થતુ પછી પ્રાડ્વિવાક તે પ્રમાણે રાજાને સલાહ આપવાની હતી

પડિત એટલે કાયદામ ની જેને અન્ય સ્થળે ધર્માધિકારી કહ્યા છે તેની ફરજો શુક્રનીતિ આ પ્રમાણે જણાવે છે

'પડિતે પ્રાચીન અને વિદ્યમાન કાયદાઓમાથી કયા નાક સમુદ નીકાર્યા છે, તેમાના કેટના ધર્મસ્મૃતિમા છે અને કેટના ધર્મ શાસ્ત્ર વિરુદ્ધ છે, અને કયા લોકસમુહના હિત તથા ધર્મશાસ્ત્રોના સિદ્ધાતનુ ઉલ્લઘન કરે છે એનો વિચાર કર્યો પછી લઇ લેક અને પરલોકમા સુખની પ્રાપ્તિ થાય એવા કાયદા બનાવવા તે રાજાને ભલામણ કરતો '

આથી હિંદુ રાજ્યઅમલમા કાયદામા કેવી રીત સુધારા થતા તે બાબત કઇક માહિતી મળે છે સાધારણ રીતે એ કાયદો પર પરાથી ઉતરી આવેલો ગણાતો અને તેથી રાજ્ય તરફથી સીધી અથવા આડકતરી રીતે તેમા સુધારો થઈ શકતો નહિ છતા પ્રત્યક્ષ નવા કાયદા ઘડીને અને સાધારણ રીતે વિવરણથી જુના કાયદા ફેરવાતા અને નારદ સ્મૃતિ જેવા નવા ગ્રથો રચી પ્રાચીન વ્યવસ્થામા ફેરફાર થતો આ ઉપરાંત બન્ને ન્યાયમત્રીઓ લોકસમુહની પરિસ્થિતિ અને હિત જોતા જે કાયદાઓ અમલમા મુકવાનું વાજબી

ધારતા નહિ તે તેઓ રદ કરતા. વિદ્યમાન કાયદાઓ પ્રત્યેના લોકવિચાર પણ તેઓ ધ્યાનમાં લેતા. આ પ્રમાણે પ્રચલિત કાયદામાં સુધારાવધારા થયા કરતા.

હિંદુ રાજ્યવ્યવસ્થાનું સાથી આગળ પડતું લક્ષણ એ હતું કે તેના આખા ઇતિહાસ દરમિયાન કાયદો પ્રધાન સ્થાને રહેતો. લોકસમૂહની સભા મારફત અમલ ચાલતો ત્યારે પણ તેજ સ્થિતિ રહી હતી. સભા અને ન્યાયાધીશ ભિન્ન છે. સભા રાજકુટુંબમાંથી નહિ પણ વૈદિક સમયની લોકગ્રામનિમાંથી ઉદ્‌ભવી હતી; જ્યારે ન્યાયાધિકારનો ઉપભોગ કરવાનું રાજાના હક્ક તથા ફરજ તરીકે ગણાયું ત્યારે રાજ્યાભિષેકની પ્રતિજ્ઞા મારફત જે ભારનો એણે સ્વીકાર કર્યો હતો તેને અનુસરી એ અધિકાર ચલાવાતો. યુક્ત રીતે દેશના કાયદાનોજ એણે અમલ કરવાનો હતો. જે જે બાબતમાં કાંઇ અયોગ્ય દખલ થવાની ધાસ્તી રહે તે તે બાબતમાં એણે પ્રાડ્વિવાકની સલાહ લેવાની હતી.

---

## પ્રકરણ ૩૨ મું

### કર

રાજ્યધારણની દૃષ્ટિએ હિંદુ રાજ્યવ્યવસ્થામાં કરનો સિદ્ધાંત ઘણો અગત્યનો છે કાયદા અનુસાર ક્યા કર નાખવા તે ઠર્યું હતું અને ધર્મશાસ્ત્રમાં તેના પ્રમાણ આપ્યા હતા. પરિણામે રાજઅમલ ગમે તે પ્રકારનો હોય છતાં રાજ ચલાવનારના તરફ ઉપર કર નાંખવાના નહિ આથી કર બાબત રાજકર્તા અને લોકસમૂહ વચ્ચે કંઇ ઝઘડો થવાને કારણ રહેતું નહિ

કરને લગતા કાયદાથી લોકજીવન સરળ ચાલતું તેના પુરાવા ઐતિહાસિક દૃષ્ટાંતોથી મળે છે. દાખલા તરીકે, શાતવાહન વંશની બન-

કેટલો કર કેવી રીતે ઉઘરાવવો એ બાબત બાજુએ રાખીએ છતાં હિંદુ રાજનીતિ શાસ્ત્રમાં કર રાજતંત્ર ચલાવવા માટે રાજાને મળતું વેતન ગણાતું.

'બલિ કરનો છઠ્ઠો ભાગ'. આયાત નિકાસના લાગા, દંડ, ગુન્હેગારો પાસેથી રાજ્યદાખલ કરેલી રકમ એ સઘળું શાસ્ત્રાનુસાર તમારા વેતન તરીકે ઉઘરાવેલું તમારી મહેસુલ ગણાશે.' (શાંતિપર્વ ૭૨. ૧૦).

નારદ પણ કહે છે કે—'રાજાને નિયમાનુસાર મળતી રકમ તેમજ જમીનના ઉત્પન્નનો ભાગ રાજાની મહેસુલ ગણાશે અને તે પ્રજાના રક્ષણ માટેના બદલા તરીકે એને મળશે.'

આ સિદ્ધાંત કૌટિલ્યના અર્થશાસ્ત્ર જેટલા (ઈ. સ. પૂ. ૩૦૦) અથવા તેનાથી પણ પ્રાચીન છે. આગળ જતા રાજનીતિ શાસ્ત્રવેત્તાઓએ એને વિસ્તૃત કરી દિવ્યરૂપ આપ્યું. શુક્રનીતિસારમાં કહ્યા મુજબ 'બ્રહ્માએ રાજા બનાવ્યો છે. તે સ્વામિરૂપે હોવા છતા તે હમેશા લોકોનો દાસ ગણાતો અને સતત રક્ષણ અને પાલન માટે તેને વેતન તરીકે કરની ઉપજ મળતી.'

બીજી રીતે બોલીએ તો લોકોના સ્વામિ-દાસને નીતિમત્તાનુસાર નક્કી કરેલું વેતન મળતું. તેથી વધારે લેવાનું નહોતું કારણ તેમ કરવા તેને અધિકાર નહોતો.

અહીં માનવધર્મશાસ્ત્રના પ્રમાણો ઉપરથી રાજાનું દાસત્વ ઈશ્વરી સત્તાથી રદ્દ હોવાનું સાબિત કરવા પ્રયત્ન થાય છે ઉશનસ અને ભારદ્વાજની જન્મભૂમિમા આ સિદ્ધાંત સહન થઈ શકતો નહિ. કારણ તેથી રાજાને સ્વચ્છંદ રીતે વર્તવાની છૂટ રહેતી. અત્યાર લગીના ઈતિહાસના વલણની પણ તે વિરુદ્ધ હતા અને તેથીજ મનુના સિદ્ધાંતનો ઉચ્છેદ કરવા શુક્રનો આધાર લેવાયો છે.

કર પ્રજાના રક્ષણ માટે વેતન રૂપે હોવાનો સિદ્ધાંત રાજ્યબંધારણમાં એટલો દૃઢીભૂત થઈ ગયો હતો કે એ રક્ષણમાં જરા જેટલી

પણ ન્યૂનતા આવતા પ્રજાને થએલા નુકસાનના પ્રમાણમા વેતનમાથી બદલો મેળવવા તેમને અધિકાર રહેતો એમ સમજાતું, આગળ આપણે જોયું છે તેમ કંઇક છૂટછાટ મુકી અથવા ઉચક રકમ લઇ આ બદલો લેવામા આવતો, કારણ પ્રજાને એમ લાગતુ કે રાજા પોતાની ફરજ અદા કરતો નથી. રાજા ધારતો કે કબૂલાત મર્યાદા પાળવામા આવતી નથી, અને અર્થશાસ્ત્રમા જણાવ્યા પ્રમાણે દુશ્મનના દેશમા ચાલ્યા જવાની એ ધમકી આપતો. મહાભારતમા પ્રજાનું રક્ષણ કરવામા નિષ્ફળ ગએલા રાજાને કહાડી મુકવા બાબત જે ઉલ્લેખ છે તે આજ આશયનો છે. ગાભરૂં પડેલા વહાણ જેવો રાજા છે, એટલે, તેનો મધ રાખવો જોખમકારક છે વળી સન્યાસી થવાના હેતુથી જંગલમા જનાર હજામ જેટે તેની સરખામણી કરવામા આવે છે. હજામ પોતાના શેર તેમજ કુવનો ત્યાગ કરે છે અને નોકરીના કરારનો ભંગ કરે છે. એથી એ છોડી દેવા યોગ્ય છે અને એની જગાએ બીજાને લેવો વાજબી છે. તે પ્રમાણે પોતાની ફરજ બજાવવામાં નિષ્ફળ ગએલો રાજા નિરુપયોગી થાય છે અને તેને છોડી દેવો એજ યોગ્ય છે પ્રજાનુ રક્ષણ કરવાની પોતાની ફરજમા રાજા નિષ્ફળ જાય તેજ ક્ષણે પ્રજાની રાજનિષ્ઠાનો અત આવે છે અને તેને બદલે બીજા રાજાને ગાદીએ બેસાડવા પ્રજાને છૂટ રહે છે. કરનો સિદ્ધાંત અને રાજાની કાયદાની દૃષ્ટિએ રહેલી પ્રતિષ્ઠા એ બે ઉપરથી આ નૈસર્ગિક અનુમાન નીકળે છે

રાજ્યધારણ વિષે ઉહાપોહ કરનારા ગ્રંથકારોએ ઠરાવેલા કર બાબતના નિયમો દેશની આબાદી, ખેતીવાડીની સુધારણા, લોકોનુ ધન તથા હિત સાચવવાના હિંદુ રાજ્યના મૂળ આશય સાથે સર્વ રીતે બંધબેસતા આવે છે.

રાજાને મળતી મહેસુલ મુખ્ય ભાગે એને મળતા ભાગ અથવા ખેતીની ઉપજમાથી એને મળતા હિસ્સા ઉપર આધાર રાખતી. બજારમા [illegible] વમા એનો [illegible]

ઓછો રહેતો હાલ આપણે જેને આબકારી જકાત કહીએ છીએ તેમાંથી અને એના જેવા અન્ય સાધનમાંથી પણ એને કંઇ ઉપજ મળતી. આ બાબત નિયમન કરવામાં રાજાના હાથ કંઇક છૂટા રહેતા. પાછળના સમયના ધર્મશાસ્ત્રકારોએ આ માટે નિયમ ઠરાવવા પ્રયત્ન કર્યો હતો, પણ રાજા જે જે વસ્તુ ઉપર કર ઉઘરાવી શકે તે તે વસ્તુની યાદી તેઓ પૂર્ણ કરી શક્યા નહિ. લોભી અથવા સંકટમાં આવેલો રાજા ગમે તે રીતે આ નિયમોમાંથી છટકી જતો. નંદ રાજાઓએ ઢોરોનાં ચામડાં અથવા પક્ષીના પીછાં ઉપર પણ કર નાંખ્યાનું કહેવાય છે. અર્થશાસ્ત્ર ઉપરથી જણાય છે તેમ આવી વસ્તુઓનો ભારે વેપાર મગધ રાજ્ય અને હિમાલયની પેલી બાજુના દેશો સાથે ચાલતો. આ આયાત માલ ઉપર ચંદ્રગુપ્તના પૂર્વજોએ કર નાખ્યો ત્યારે તેઓને લોભી ગણવામાં આવ્યા હતા. આવા પ્રસંગોને લઇને કર બાબતના નિયમ ઠર્યા હશે.

હિંદુ રાજ્ય અમલમાં હેઠળના સામાન્ય સિદ્ધાંત અન્વયે કર નંખાતાઃ—

(૧) કર નાખવામાં રાજાએ લોભાવૃત્તિથી પોતાના તેમજ અન્યના મૂળનો નાશ કરવો નહિ.

(૨) પ્રજા ઉપર એવી રીતે કર નાખવો કે ભવિષ્યમાં વિશેષ અને જરૂર પડે ત્યારે બોજો તે ખમી શકે

(૩) જે રાજ્યમાં ભારે કર લેવામાં આવતા હોય તેજ મહત્વનાં કામો કરી શકે એમ નથી. મધ્યમસર કર ઉઘરાવવામાં આવતા હોય તેવા પ્રદેશનો રાજકર્તા દેશના રક્ષણ ઉપર ધ્યાન રાખી કરકસરથી રાજ્યઅમલ ચલાવે તેજ તેમ કરી શકે છે જે રાજા વહીવટમાં હદ ઉપરાંત ખરચ કરે છે તેની પ્રજા તેની સામા પડે છે.

(૪) વળી કર એવા પ્રકારનો હોવો જોઇએ કે જેથી પ્રજાને તે બોજા રૂપ લાગે નહિ. મધમાખી જેમ ચટકો ભર્યા વિના મધ એકઠું કરે છે તેમ રાજાએ વર્તવું જોઇએ.

(૫) રાજ્ય આબાદ થતું જાય તેમ ધીમે ધીમે કરો વધારવા અને તે પણ એવી સૌમ્યવૃત્તિથી કે પ્રજા ઉકળી ઉઠે નહિ.

કર ઉઘરાવવા માટે આ નિયમ હતા—

(૬) કર યથાક્રમે યથાવિધિ અને યથાસ્થાને ઉઘરાવવા પ્રજાને દુઃખ ઉપજે એ રીતનું અનુસરણ કરવું નહિ

ઉદ્યોગ ધંધા ઉપર કર નાંખવા સંબંધમાં આ નિયમ હતાઃ

(૭) ઉપજનું પ્રમાણ તથા માલ ઉત્પન્ન કરવામાં મહેનતની મજુરી નક્કી કર્યા વિના કર આકારવા નહિ. પ્રોત્સાહન મળે નહિ તો કોઇ ઉદ્યોગ ધંધામાં પડે નહિ માટે ઉદ્યોગ ઉપર કર નાખવાનો ઠરાવ કરતી વેળા મુખ્ય બાબત એ ધ્યાનમાં રાખવી કે [illegible] નફો મળે તો માલ ઉત્પન્ન કરનાર ધંધો ચાલુ રાખશે અને રાજાને પણ લાભ થશે.

## પ્રકરણ ૩૪ મું

# રાજવાડીવટમાં નીતિસર ખરચ અને જમીનની માલિકીનો સિદ્ધાંત

આર્થિક દષ્ટિએ જેઓ દેશના દુશ્મન ગણી શકાય તેવા કેટલાક પ્રકારના માણસોનો અટકાવ કરવા માટે કેવા પગલાં ભરવા તે બાબત કર વિશેના પ્રકરણમાં જણાવ્યું છે વેરયાઓ. જુગારખાના અને જુગારીઓ, નાચકીઓ અને એવા બીજા દેશ હત્યારા પુરુષોને નિયમમાં રાખવાના હતા, ભીખ માગનારાઓ અને ચોરી લૂટફાટ કરનારાઓને જડમૂળથી ઉખેડવાના હતા અને ભારે વ્યાજખાઉને ઉત્તેજન આપવાનું નહોતુ આવા અન્ય પુરુષો ઉપર જીવન કહ ડ નારાઓથી રાજ્યે ખેડૂતોનું ખાસ રક્ષણ કરવાનુ હતુ (મહાભારત, શાંતિપર્વ ૮૮, ૧૪-૧૪ અને અર્થશાસ્ત્ર)

સાધુઓ અને તેમના મઠો પણ એવીજ રીતે પીડાકારી ગણાતા

'જેઓ તપસ્વિની પદવીએ ન પહોચ્યા હોય એવા રખડેલ માણુ સોને, સજાત (ગામ લોકો) ના સઘ સિવાય બીજા સઘને, વેપારીઓએ અરસપરસ કરાર કરી ઉભા કરેલા મડળો સિવાય અન્ય મડળોને જનપદમા સ્થાયી રહેવા દેવામા આવશે નહિ તેમજ (ધાર્મિક) મડળો, આશ્રમો તથા વિહારો રહેવા દેવા નહિ' (અર્થશાસ્ત્ર) પોત.ના કુટુબીજનોના ગુજરાનની વ્યવસ્થા કરવા પહેલા દુનીઆનો ત્યાગ કરી સાધુ થનારાઓ પ્રત્યે પણ એજ રીતે વર્તવાનુ હતું તેઓને પકડીને શિક્ષા થતી પુખ્ત ઉમરે પહોચેલાઓનેજ સાધુ થવા દેવામા આવતા

-ાજ્યકાર્ય પ્રથમ પા' તરી- ગાજ્યકર્તાના મન ઉપર એમ ઠસાવવામા આવતુ - આર્થિક વ્યવસ્થા ઉપર -ાજ્યત ન અને દેશની સ્વતંત્રતાનો આધાર રહે છે

'કૃષિ, પાશુપાલ્ય અને વાણિજ્ય એજ વાર્તાના અંગભૂત છે એમા સ્તેદ મળતા પ્રશ અને સૈનિક સત્તાને જોરે સ્વદેશમા તેમજ દુશ્મનના પ્રદેશ ઉપર અંકુશ રખાય છે'

'અર્થશાસ્ત્રમા જ -ાજનીતિશાસ્ત્રનો સમાવેશ થાય છે' (અર્થશાસ્ત્ર)

અર્થશાસ્ત્રના જોર ઉપર આખા રાજ્ય ઉપર અંકુશ રહે છે (વનપર્વ ૧. ૬૦) વાર્તા એજ સમાજનું રક્ષણ છે.

આથી ગાજ્યકર્તાઓને પોતાનો અમલ આર્થિક દષ્ટિએ ચલાવવા માટે જહેમત ઉઠાવવી પડતી આ ફરજ ગત્યાભિષેક વખતની પ્રતિજ્ઞાને અનુસરીને જ હતી, પાલન શબ્દના અર્થમા 'વિકાસ' અને 'રક્ષણ' બન્નેનો સમાવેશ થતો.

આર્થિક દષ્ટિએ દેશ આબાદ કરવો હોય તો રાજાએ વેપારીઓ તરફ પ્રેમ દયા રાખવી

'વેપારીઓની માન ઉત્પન્ન કરવાની શક્તિને હમેશા પ્રોત્સાહન આપવુ તેઓ રાજ્યને પ્રબળ બનાવે છે, ખેતીવાડી વધારે છે અને વેપારધંધાનો વિકાસ કરે છે રાજાએ પક્ષપૂર્વક તેઓ ઉપર દયાભાવ રાખવો, કારણ રાજ્યમા વેપારીઓ કરતા મોટી દોલત બીજી કાઈ નથી (મહાભારત શાતિપર્વ ૮૭, ૩૯ ૪૦) વળી 'રાજ્યમા વસી રહેતા ધનવાન પુરુષોને નિરંતર માન આપવુ, તેઓને ભીજ્યાની અને ઉપાધિઓ આપવી દરેક રાજ્યમા ધનાઢ્ય રાજ્યનુ અગ છે' (એજન)

ઐતિહાસિક વેળા મોટા મોટા ઉદ્યોગો રાજ્યના ખાતા મારફત ચલાવાતા બન્ને અર્થશાસ્ત્ર તેમજ માનવધર્મમા 'આકાર' અને 'કર્માન્ત' એટલે ખાણુ તથા માલ તૈયાર કરવાના ખાતાઓ માટે ઉલ્લેખ છે એ ખાતા મારફત રાજ્યને ઉદ્યોગ ધંધાની બાબતમા

મારો અનુભવ મળતો, અને સાથે મહેસુલમાં પણ સુ-ારો વધારો થતો આથી કંઇ નહિ તો થોડેક અંશે રાજનીતિન પુરો વિષયની તૈયારી માટે તેમજ સબંધ ધરાવતી બાબતો માટે તાકો પાસેથી 'દાન' તથા 'પ્રણય' કર ઉઘરાવવાની ખટપટમાંથી નચી જતા

હિંદુ રાજ અમલમાં ઉત્પન ઉપરના કર સિવાય ને। ઉપર બીજે કોઈપણ રીતે કર નહોતો આ પછી બીજે રાજતનો કર તે આયાત કર હતો એનો ભાર લોકો ઉપર આકરી રીતે પડતો નિકાસ કર ઘણા થોડા હતા અને તે મહેસુલના કારણને માટે નહિ પરંતુ વહીવટી કારણ માટે ઉઘરાવતા આ ઉપરાંત ખાણુન ઉદ્યોગથી રાજ્યને મોટી મહેસુલ મળતી ચક્રગુપ્તના અમલ દરમિયાન અને તેની પણ પહેલા ખાણનો ઉદ્યોગ રાજ્ય ઉદ્યોગ તરીકે ચલાવાતો પણ મનુસ્મૃતિ (૮ ૩૯) મા એ ઉદ્યોગ લોકોને ખેડવા માટે ખુલ્લો હતો એમ જણાવ્યુ છે એના ઉપર લેવાનો વેરો ઘણો ભારે હતો જે માણસે ખાણ શોધી કહાડી હોય તે તેમજ રાજ્ય ખાણના સંબંધે કિમે માલિક છે એ સિદ્ધાંત ઉપર તેની પાસ પણ કર લેવાનો બીજી બાબતોમાં લેવાય છે તેમ રક્ષણ માટેનો કર કાયદેસર ગણાય કારણ રાજા બધારની તેમજ અંદરની જમીનનું રક્ષણ કરનાર છે આની મજબુત આપના મેધાતિથિ કહે છે, જમીનના અંદરના ભાગમા શુ છે તે કોઇ કહી શકે નહિ અને તે માટે રાજ્યને તેનો થોડો ભાગ ઉપાડવો પડે છે બીજા ગુણવાન દુશ્મન આમાં પ્રવેશ હસ્તગત કરે એવો સંભવ હોવાથી આ દૃષ્ટિએ પણ રાજા પોતાનો ભાગ લેવા હકદાર થાય છે

આ ઉપરથી કર સાથે સંબંધ ધરાવતા જમીનની માલિકીના અગત્યના સિદ્ધાંત ઉપર આવીએ છીએ હિંદુ રાજનીતિ શાસ્ત્રમાં આ સંબંધ કોઇપણ પ્રકારે જોડેલો જણાતો નથી પરંતુ હમણા ચાલતી અને આપણા દેશના રાજકારી પુરૂષોએ ઉપ-ષ્ઠિત થના આ સંબંધ

માલિક નથી તેમ ખેડૂતો રાજા જમીનનો માલિક નથી દુશ્મન ઉપર વિજય મેળવી રાજસત્તા તેમજ તેની માલિકીના મકાન તથા ખેતરો ઉપર હક્ક મેળવાય છે પુરોહિતના ધન સિવાય સઘળાનો ધણી રાજા છે,' એ સૂત્ર દુષ્ટને સુધારવાની તથા ભલા માણસોનું રક્ષણ કરવાની એની સત્તા સાથે સબંધ ધરાવે છે. એની રાજસત્તા રાજ્ય ચલાવવા તથા અન્યાયને નિર્મળ કરવા માટે છે, અને એ કામ માટે પશુઓ પાસેથી એ કર લે છે અને ગુન્હેગારો પાસેથી દંડ લે છે, પરંતુ એથી એને માલિકીનો હક્ક પ્રાપ્ત થતો નથી નહિ તો એના રાજ્યમાં વસતી પ્રજાના ધન અને જમીન ઉપર એની માલિકી હોત ધરતી રાજાની નથી પણ પોતાની મહેનતના ફળનો ઉપભોગ કરનાર સઘળા પ્રાણીઓની સામાન્ય માલિકીની છે જૈમિનિ કહે છે તેમ તે સઘળાની એકસરખી રીતે છે, આથી જમીનના એકાદ કટકાની બક્ષિસ વ્યક્તિને કરવામાં આવે છે, છતાં રાજાથી આખો પ્રદેશ આપી દેવાતો નથી તેમ ખેડૂતો રાજ્ય કોઈ પ્રાંત આપી દઈ શકતો નથી, પણ ખરીદીથી તથા એવીજ બીજી રીતે મેળવેલા ઘર તથા ખેતર બક્ષિસમાં આપી દેવા યોગ્ય છે '

આ આખી ચર્ચા ઉપરથી પુરવાર થાય છે કે જમીન ઉપરનો ખાનગી માલિકીનો હક્ક અસ્તિત્વમાં હતો, અને તે અબાધ હતો રાજાને એવો હક્ક પ્રાપ્ત થતો હોવા બાબતના ગમે તે પ્રકારના દાવાનો સ્પષ્ટ અને અસંદિગ્ધ શબ્દોમાં અસ્વીકાર થયો છે અને આજ નહિ રીતે હિંદુ ધર્મશાસ્ત્રના સિદ્ધાંત અનુસાર હતુ કારણ રાજા જો સ્વછંદી નીવડે તો તે પણ એ શાસ્ત્ર પ્રમાણે શિક્ષાને પાત્ર હતો

ન્યાયશાસ્ત્રી નીલકંઠ આ ચર્ચાને આગળ લઈ જઈ વિજેતાના હક્કની તપાસ આ પ્રમાણે કરે છે

' એજ પ્રમાણે ક્ષત્રિય ( રાજકર્તા ) માટે વિજય અને એવી બીજી રીતિ યોગ્ય છે વિજય મળતા જે રાજકર્તા ઉપર વિજય

જીતેલો હોય તેના પોતાના ગૃહ, ક્ષેત્ર તથા દ્રવ્યાદિ ઉપર જ વિજેતાને માલિકીનો હક્ક પ્રાપ્ત થાય છે. જો પરાજિત થએલા રાજાને કર ઉઘરાવવાનો હક હતો તો વિજેતાને તેટલો જ હક મળે છે, પણ તે કોઈ રીતે માલિક થતો નથી. આથી પૂર્વ મીમાંસાના છઠ્ઠા ખંડમાં નિર્દિષ્ટ કર્યા પ્રમાણે સાર્વભૌમે સંપૂર્ણ પૃથ્વી અને માંડલિક રાજાએ પોતાનો પ્રાંત આપવો તેમાં પૃથ્વી અને પ્રાંત 'દેય' થતા નથી. ગામો, ખેતર વગેરેના સંબંધમાં સરકારી નહિ ઉપરનો માલિકીનો હક્ક તે તે માલિક અથવા ધણીને પ્રાપ્ત થાય છે. રાજાનો હક્ક માત્ર તેમની પાસેથી કર ઉઘરાવવા પુરતો છે. એવી સમજુતીની પરિભાષા અનુસાર (રાજા તરફની) જમીન વગેરેની બક્ષિસ કરીએ ત્યારે તેનો અર્થ રાજા જમીન આપી દે છે એમ થતો નથી પરંતુ ઉપરનો રાજ-હક્ક માત્ર આપે છે એમ થાય છે. એમ જ્યારે માલિક પાસેથી ઘર, જમીન વગેરે (રાજા) ખરીદી લે ત્યારે જ તેનો ઉપર માલિકીનો હક્ક તેને પ્રાપ્ત થાય' (વ્યવહાર મયૂખ દાય નિર્ણય)

ન્યાયશાસ્ત્રને લગતા સાહિત્યમાં પ્રતિષ્ઠિત મા વિજ્ઞાનેશ્વર પંડીતની ગણના થાય છે અને મહારાજ શ્રી ભારત દેશમાં ઉપર પ્રમાણભૂત ગણાતો હોવાથી એના આ બાબત ઉપરના વિચાર નીચે જેવા છે

ગુપ્ત સમયના ત્રાંબાના પતરાં ઉપર ઉતારેલા, પ્રાંતઅધિકારીની કચેરીમાં નોંધેલા તેની સહી સિક્કાવાળા માલિકીના હક્ક સંબંધી દસ્તાવેજો ઉપરથી સ્પષ્ટ પુરવાર થાય છે કે જમીન ખાનગી માલિકોની હતી. કેટલેક પ્રસંગે રાજાને બીજી વસ્તુઓના (દાખલા તરીકે જંગલ મિલકતના) વેચાણમાંથી જે કંઇ ઉત્પન્ન મળતું તે પ્રમાણે માત્ર છઠ્ઠો ભાગ તેને મળતો.

આ સઘળું છતાં આપણે જોઇએ છીએ કે મી. વિન્સેન્ટ સ્મિથના હિંદુસ્તાનના પ્રાચીન ઇતિહાસ જેવા લોકમાન્ય થયલા અને પ્રમાણભૂત પુસ્તકની આવૃત્તિઓમાં ઉપરાચાપરી દૃઢતાથી એમ પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે: "હિંદુસ્તાનના સ્થાનિક કાયદામાં ખેતીવાડીની જમીન રાજાની મિલકત હોવાનો હમેશાં સ્વીકાર થતો આવ્યો છે."

હિંદુસ્તાનના જે ન્યાયશાસ્ત્રીઓના પ્રમાણ વિરૂદ્ધ શંકા લેવાઈ નથી તેમ શંકા લેવાય એમ પણ નથી તેઓએ ઘડેલો 'સ્થાનિક કાયદો' એથી ઉલટા જ આશયનો છે. બીજા કોઇપણ દેશનો એ સ્થાનિક કાયદો હોય; પરંતુ હિંદુસ્તાનનો સ્થાનિક કાયદો એવો નથી એ તો નિઃસંશય છે. લોકમાન્ય અને પ્રમાણભૂત ગણાતા આવા પુસ્તકમાં આવો પક્ષપાતી અને આધાર વિનાનો અભિપ્રાય દૃઢ નિશ્ચયપૂર્વક પ્રતિપાદન કરવામાં આવે અને તેમ કરતાં પ્રસ્તુત વિષયને લગતી સપ્રમાણ ચર્ચાની તરફ સહજ પણ ઇસારો કરવામાં ન આવે એ ન્યાયી ગણાય નહિ. છેક સન ૧૮૬૯ મા પ્રગટ કરેલા મૈસુરના ઇતિહાસમાં મી. વિલ્કસે ઉપલબ્ધ થતાં પ્રમાણોને આધારે —અને આ સઘળાં મી. વિન્સેન્ટ સ્મિથને પણ પ્રાપ્ય હતા—સર્વ દૃષ્ટિએ અને સંપૂર્ણ રીતે આ વિષયની ચર્ચા કરી છે. વિલ્કસ પુરવાર કરે છે, કે હિંદુ ન્યાયશાસ્ત્રમાં પતાવટનો સિદ્ધાંત દાખલ કરવા કંઇપણ આધાર નથી. 'હિંદુ રાજ્યવ્યવસ્થાના ઉપોદ્ઘાત' માં હિંદુ સાહિત્યમાં આવેલા રાજ્યબંધારણને લગતા વિચારો જણાવ્ય

राजा भूमेः पतिर्दृष्टः शास्त्रज्ञैः रुदकस्य च ।
ताभ्यामन्यत् यद्द्रव्यं तत् स्वाम्यं कुटुम्बिनाम् ॥

આ શ્લોક વાંચતાંજ હિંદુ ધર્મશાસ્ત્રના સિદ્ધાંતથી માહિતગાર હોય એવા દરેક જણને લાગ્યા વિના રહેશે નહિ કે શ્લોક અને ભાષાંતર એક બીજાથી તદ્દન વિરૂદ્ધ છે. શ્લોકનો નૈસર્ગિક અર્થ આ પ્રમાણે છેઃ 'શાસ્ત્રમાં નિષ્ણાત હોય એવાઓના અભિપ્રાય પ્રમાણે રાજા ભૂમિ અને પાણીનો પતિ (રક્ષક) છે. આ બે સિવાય બીજી જે મિલકત હોય, તેમાં તેના કુટુંબીજનોને સરખો હક છે.'

ખરું જોતાં મીમાંસાના સિદ્ધાંત, કાયદા અને રાજ્યબંધારણના નિયમની આ પુનરૂક્તિજ છે. રાજકર્તાના કુટુંબના હકકના સંબંધમાં એવું પ્રતિપાદન કરવામાં આવે છે રાજ્યના વિભાગ પડી શકે એમ નથી કારણ ભાગ અન્વયે રાજ્ય રાજાની મિલકત નથી. શાસ્ત્રકારોના જણાવ્યા પ્રમાણે 'રાજાને ભૂમિ તથા તે ઉપરના જળાશયનું રક્ષણ કરવાનું છે તેટલે સુધી ભૂમિ તે ઉપરના જળાશય સુદ્ધાં તેની માલિકીનાં છે અને તેથી વિશેષ નહિ.' એ માત્ર 'પતિ' હોવાથી એના કુટુંબીજનોને કંઈ સમાન હક પ્રાપ્ત થતો નથી. ભૂમિ તેમજ જળાશયનો તે 'પતિ' હોવાથી એ બન્ને ઉપર કર ઉઘરાવવાનો તેનો હક રહે છે. એના કુટુંબીજનોને આ કર સાથે તથા તે જેના ઉપર લેવાય છે તે સાથે કંઈ સંબંધ નથી.



## પ્રકરણ ૩૫ મું

## હિંદુ રાજાની પદવી.

હવે રાજ્યધોરણમાં હિંદુ રાજાની સ્થિતિ કેવી હતી તેનું સિંહાવલોકન કરીશું

રાજાને પોતાના ખર્ચ માટે ઠરાવ્યા પ્રમાણે વેતન મળતું. આ રકમ રાજ્યની મહેસુલ તથા રાજા અને દેશની સ્થિતિ ધ્યાનમાં લઈ ઠરતી. રાજ્યની આખી મહેસુલ તેના વેતનરૂપે નહોતી. રાજમાતા, રાણી, અવરાણીઓ, કુંવર તથા રાજકુટુંબના બીજાં માણસો માટે પણ વેતન ઠરાવવામાં આવતું

પ્રજામાંની વ્યક્તિઓ ઉપર એને કંઈ અધિકાર નહોતો. તે 'પતિ' કહેવાતો પણ દરેક જણ જાણે છે કે સૂર્ય દરરોજ ઉગવાનો છે તેજ પ્રમાણે નિશ્ચિતપણે લોકો જાણતા હતા કે તે ગુન્હેગાર સિવાય અન્ય કોઈપણ પ્રજાનો 'પતિ' નહોતો. જાતકમાં તત્વજ્ઞાન અથવા કાલ્પનિક બાબતોની ચર્ચા આવતી નથી. પરંતુ તેમાં ખરી બનેલી બીનાઓ તથા દરરોજના જીવનની ચર્ચા આવે છે તેમાં આ બાબત પ્રશ્ન ઉપર સંપૂર્ણ પ્રકાશ મેળવવાની ઇચ્છાવાળી સ્વરૂપવાન રાણીની વિનંતિના જવાબમાં રાજા આ પ્રમાણે બોલ્યાનો નિર્દેશ છે—

ભલી રાણી, આખા રાજ્યના લોકો મારી નજરે કાંઈજ નથી, હું તેમનો પતિ નથી (એટલે તેઓ પોતપોતાના ધણી છે) જેઓ (રાજ્યના કાયદા) વિરુદ્ધ ગુન્હા કરે અને ગેરકાયદેસર વર્તન ચલાવે તેઓનો જ હું 'પતિ' છું. આ કારણને લઈને, આખા રાજ્ય ઉપર સ્વામિત્વ અને અધિકાર આપવાને હું અશક્ત છું.

આ પ્રમાણે તેની પદવી ઊંચી હતી. આપણે જોઈ ગયા છીએ તે પ્રમાણે એના ઉપર મંત્રીઓના અંકુશ તથા પ્રતિબંધોને લઈને, રાજ્યધારણના નિયમ અનુસાર પૌર જાનપદના અધિકાર તળે તે મુકાએલો હોવાથી, તેમજ સ્વાભાવિક રીતે તેની વૃત્તિ પણ તેના અભિપ્રાય મુજબ ચાલવાની હોવાથી, રાજાની પદવી ખરું જોતાં રાજ્યના નોકર જેવી અથવા આપણા પૂર્વજો નિરંતર રીતે કહેતા તેમ દાસ જેવી હતી. રામાયણમાંથી દૃષ્ટાંત મળે છે તે પ્રમાણે જો પ્રજા કહે તો રાજાને પોતાની વહાલી રાણીનો પણ ત્યાગ કરવો પડતો. કૌટિલ્ય રાજાને કંઈ પણ પ્રિય કે અપ્રિય વસ્તુ હોય એમ સ્વીકારતો નહિ, તે તો પ્રજાસુખે સુખી અને પ્રજાદુઃખે દુઃખી હતો.

આવા ભારે આત્મત્યાગને લઈને તે નૈતિક દૃષ્ટિએ સ્વામિ ગણાતો. મહાભારતમાં કહ્યું છે તે પ્રમાણે 'ઘોડા અથવા બકરાની પેઠે' તે બીજાઓને માટે જન્મ્યો હતો. હિંદુઓના રાજા થવાનો અધિકાર જે વ્યક્તિને પ્રાપ્ત થતો તે વ્યક્તિએ સ્વાર્થત્યાગ કરવાનો હતો અને એ સ્વાર્થત્યાગની પારસીમા તે જ હિંદુ રાજ્યપદ કહેવાતું.

રાજા અનેક રીતે ઉપયોગી હતો. મંત્રીઓની તેમજ મંત્રીમંડળની ઉપર વજન આપતો અને રાજતંત્રમાં નાના પ્રકારના હિતો એક છત્ર હેઠળ રાખતો. સ્વાર્થત્યાગની ઉચ્ચ બુદ્ધિ, પરંપરાથી ઉતરી આવેલા ઉચ્ચ આશય અને મોટી પદવીથી ઉત્તેજિત થઈ, નૈતિક દૃષ્ટિએ તે એના મંત્રીઓ અને રાજમંડળ કરતાં ઘણા ઉંચે સ્થાને રહેતો. જો મંત્રી, પુરોહિત વગેરે અમલ ચલાવનાર પ્રમાદી નીવડે તો પણ શુભ આશા અને સુધારણા માટે લોકોની નજર એના ઉપર ઠરતી અને એજ રાજ્યમાં ભંગાણ પડતું અટકાવતો. મંત્રીઓ આવતા અને જતા પણ રાજા એમનો એમજ રહેતો. એ અભિમાન રહિત હતો. જેમ કૌટિલ્ય કહે છે તેમ તે રાજ્યચક્રની ધરી પેઠે અવિચળ રહેતો. શુક્રના કહેવા પ્રમાણે 'રાજા રાજરૂપી વૃક્ષનું મૂળ હતો, મંત્રીમંડળ

સ્કંધરૂપે હતું; સેનાધિપતિઓ શાખારૂપે, સેના પલ્લવરૂપે, પ્રજા કુસુમરૂપે, દેશનો અભ્યુદય ફળરૂપે, અને આખો દેશ બીજરૂપે હતો.'

એ ન હોત તો મંત્રીમંડળ રાજસત્તા લઈ લેતે, ફળો અને ભવિષ્યનાં ફળો માટેનાં બીજ તેમના હાથમાં જઈ પડતે અને તે તેઓ પચાવી પડતે. મહાભારતમાં ભીષ્મ કહે છે તેમઃ—

**सर्वे धर्मपरं क्षात्रं लोकश्रेष्ठं सनातनम् ।**

સઘળા ધર્મમાં રાજપદ સર્વકાળ માટે સમાજમાં સૌથી ઉંચું સ્થાન છે.

---

## પ્રકરણ ૩૬ મું

## હિંદુ રાજપદનાં લક્ષણ

મીમાંસામાની વિચારણા, કરને લગતો સિદ્ધાંત, રાજ્યાભિષેક વખતની પ્રતિજ્ઞા તેમજ ઉપર દર્શાવેલા અન્ય મુદ્દા ઉપરથી એટલું સ્પષ્ટ જણાશે કે હિંદુની દૃષ્ટિએ રાજાના અમલ હેઠળનું રાજ્ય ટ્રસ્ટ જેવું હતું. રાજ્યાભિષેક વખતે ઉચ્ચારાતા શ્રુતિ વાક્યમાં રાજ્યનો હેતુ આ પ્રમાણે દર્શાવ્યો છેઃ 'રાજ્ય તને' (સોંપ્યું છે)—ખેતીવાડીના (સારાં માટે), (લોકોના) હિત, આબાદી, વિકાસ (એટલે) વિજય માટે તું (આ જવાબદારીનો) આધારતા, નિયમન કરનાર અને ઉપાડનાર છે (શુક્લ યજુર્વેદ ૯, ૨૨).

આ પ્રમાણે અસ્તિત્વમાં આવેલું રાજ્ય લોકોનાં ભલા માટે હતું. આ મૂળ સિદ્ધાંત વૈદિક કાળ પછીના સાહિત્યમાં અનેક રૂપે દર્શાવવામાં આવ્યો છે અને આખરે સૂત્રરૂપે એમ કર્યું છે કે રાજા લોકોનો દાસ છે અને તે માટે તેને વેતન મળે છે. જો રાજ્યનો હેતુ ફળીભૂત ન થાય તો 'ગાબડું પડેલું વહાણ જેમ દરીઆ ઉપર છોડી દેવામાં આવે છે તેમ રાજાને છોડી દેવો.'

આ ઉપરથી આપણે રાજાના વિશિષ્ટ સ્વરૂપ ઉપર આવીએ છીએ રાજા ઉપર ધર્મગુરુ તરીકેની કંઇ પણ ફરજ નાખવામાં આવી હોતી વૈદિક કાળમાં પણ કોઇ સમયે તે ધર્મગુરુ રાજાનો નહિ રાજ્યનો સઘળો વ પ્રજાની આર્થિક આબાદી માટે હતો યથાર્થ અને ન્યાયની રીતે વહીવટ ચલાવતા આ આબાદીની પાછળ નૈતિક આબાદી સ્વાભાવિક રીતે આવે છે

વળી હિંદુ રાજ્ય મુખ્યત્વે કરીને વિનીત હતું ઇ સ પૂ છઠ્ઠી સદીમાં સ્થાયી લશ્કર દેખાય છે, અને આ પૂર્વે કેટલીક સદીઓ થયા કદાચ સૈન્ય રાખવામાં આવ્યું હશે કેટલીક વેળાએ રાખતા નહી, ચંદ્રગુપ્ત મૌર્યના સમયમાં ૭ ૫૦ ૦૦૦ માણસોનું લશ્કર હતું છતાં રાજ્ય લશ્કરી ઉપર કદી પણ ચાલતું નહિ પ્રાંતના સુબાઓ સૈનિક નહોતા શિલાલેખમાં અત્યાર સુધી આવેલા ફરમાનો લશ્કર સાથે સંબંધ ધરાવતા ન હોય એવા અધિકારીઓ ઉપર કહાડવામાં આવ્યા હતા રાજ્યના અમાત્યમંડળમાં સેનાધિપતિને સ્થાન નહોતું અને એ મંડળ જ સેનાધિપતિ અને અન્ય સૈનિક સરદારોની નિમણુક કરતું લશ્કરને રાજા બનાવતું અથવા તેને ઉઠાડી મૂકતું આપણે જોયું નથી રાજાને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવા સંબંધની સત્તા લોકોની હતી, દાખલા તરીકે, નામદાર પાતક, અથવા વેનના પદચ્યુતની લોકકથા ઉપરથી સ્પષ્ટ થાય છે રાજધાનીના શહેરીઓ તથા વસ્તીના બીજા અગ્રભૂતના કારસ્થાનને લઇને અને નહિ કે લશ્કરના તોફાનને લીધે રાજાને ગાદી ઉપરથી ઉઠવું પડતું હતું રાજા નરપતિ, ભૂપતિ, ભટ્ટાર્ક, મહારાજાધિરાજ અને અન્ય ઉપાધિથી ઓળખાતો અને તે જાતે બહાદુરીના પરાક્રમ માટે ખ્યાતિ પામતો છતાં તેણે સૈનિક હોદ્દો ધારણ કર્યું જણાતું નથી રાજતંત્રના અધ્યક્ષ તરીકે તે સૈન્યનો સરદાર હોય એ નિઃસંશય છે લશ્કરની સરદારી લઈ કેટલીક વેળા એ લડાઈમાં ઉતરતો, પરંતુ નૈસર્ગિક હક્ક અન્વયે તે કદી સેનાધિપતિ હતો નહિ

હિંદુ રાજનીતિશાસ્ત્રનો નિશ્ચિત સિદ્ધાંત હતો કે પરની શત્રુરાજ્યની વિજય મેળવવા માટે પણ લડાઈથી દૂર રહેવું. એથી ઉલટું તંત્રમાં ન્યાય જળવાય અને દરેક શાસનમાં ન્યાયી વૃત્તિથી કામ લેવાય તે માટે આગ્રહપૂર્વક કહેવાયું છે.

સામાન્ય કાયદાના અંગ તરીકે વિગ્રહ અને વિજયને લગતા નિયમો પણ તેમાં દાખલ કરવામાં આવતા. વળી શત્રુ ઉપર વિજય મેળવવાનો પ્રશ્ન ઉઠતા વારંવાર તેની ચર્ચા નાગરિક કાયદાની દૃષ્ટિએ તથા નીતિને ધોરણે ચાલતી. જો કોઇ રાજ્ય ઉપર જીત મેળવવામાં આવે તો તેનો વહીવટ જુના રાજકુટુંબને પાછો સોંપાતો. આખા હિંદુસ્તાન ઉપર મદ્રાસથી હિંદુકુશ સુધી ફેલાએલા અખંડ સામ્રાજ્યના અનુભવ પછી આ પ્રમાણે માનવ ધર્મશાસ્ત્રમાં ઠરાવ્યું છે. આ સિદ્ધાંત ન્યાયના ધોરણ ઉપર રચાયેલો હતો અને ૪થી થી ૧૦ મી સદી સુધી સતત્ માન્ય રહ્યા હતો સાર્વભૌમ ગુપ્તવંશના મહાન સમુદ્રગુપ્તના અલાહબાદના સ્થંભ લેખમાં આ સિદ્ધાંતને અનુસરવામાં આવ્યાનું આપણે જોઇએ છીએ. આ રીતિ માટે કાલિદાસ ઉલ્લેખ કરે છે, અને શરૂઆતના સમયના મુસલમાન ગ્રંથકારો પણ સાક્ષી પુરે છે "પાટણના રાજાઓ સાથે જે લડાઇઓ તેઓ લડે છે તે પાછળનો હેતુ સર કરવાના ઈરાદાથી ભાગ્યેજ ઉપાડવામાં આવતી નથી......જ્યારે કોઈ રાજા એકાદ રાજ્યનો ધણી થાય છે, ત્યારે તે રાજકુટુંબના કોઇ વ્યક્તિને રાજતંત્ર સોંપે છે" (ઈ. સ. ૮૫૧ નો અબુ ઝેયદે નોંધેલી સુલેમાન વેપારીની હકીકતનું એમ. રેનાદતે ઈ. સ. ૧૭૧૮માં કરેલું ભાષાંતર) પરરાજ્યોની રાજનીતિ તરફ હિંદુ રાજાઓનું એવું વલણ હતું તે મેગાસ્થનીસને આધારે એરિયન પોતાના ઇન્ડિકા (૯) માં આ પ્રમાણે લખે છે તેથી વ્યક્ત થાય છે

"તેઓ (હિંદુઓ) કહે છે કે ન્યાયની વૃત્તિ હિંદુસ્તાનની હદની પેલી બાજુ જીત મેળવવા માટે યત્ન કરતાં તેઓપણ હિંદુ રાજાને અટકાવે છે."

આ સિદ્ધાંતને આધારે એમ કહી શકાય કે રીડ્સ ડેવિડ્સ કહે છે તેમ દુનીઆમાં અસ્તિત્વમાં હોય તેવાં રાજ્યોમાં ચંદ્રગુપ્તનું રાજ્ય સૌથી વિસ્તૃત હતું અને એના બે વંશજોના અમલ દરમિયાન તેમ રહ્યું હતું અને મૌર્ય સાર્વભૌમ રાજાઓએ જોયું હતુ કે તેમની પાડોશનું સેલ્યુસિડ શહેનશાહત નબળું અને પડું પડું થઈ રહ્યું હતું છતા હિંદુસ્તાનની તે સમયની નૈસર્ગિક સીમા, હિંદુકુશ ઓળંગી આગળ વધવાની વૃત્તિ કોઇએ દર્શાવી નહોતી.

હિંદુ રાજવ્યવસ્થાનાં આવાં શાંતિપ્રિય અને ન્યાયી લક્ષણને લઇને જ હિંદુપ્રજા ચિરકાળ સુધી સજીવન રહ્યું હતું અને લોકો અને રાજા વચ્ચે કોઈ વખતે દારૂણ યુદ્ધ થયું નહોતુ એમ સમાજશાસ્ત્રનો ઇતિહાસકાર સહજ અનુમાન કહાડી શકશે.

## પ્રકરણ ૩૭ મું

## ચક્રવર્તિ રાજપદ્ધતિ

ઐતરેય બ્રાહ્મણમાં પ્રજાસત્તાક રાજ્યના વર્ગ પછી જેનો અધિરાતા રાજા હોય એવાં રાજ્યનો વર્ગ આવે છે. એમા આ પ્રકારે બતાવ્યા છે.

રાજ્ય, મહારાજ્ય, આધિપત્ય અને સાર્વભૌમ.

મહારાજ્યની વ્યાખ્યા આપવામા આવી નથી. પરંતુ 'મહા' શબ્દ ઉપરથી એટલું તો સમજી શકાય કે એક જ પ્રકારનાં રાજ્યોમાં તે મોટું હશે. પોતાના પાડોશીઓના કરતાં મોટું અને રાજ્યભારણને લગતા લક્ષણો ન જણાએલાં વિશિષ્ટ લક્ષણવાળું રાજ્ય તે મહારાજ્ય એમ કદાચ કહી શકાય. આધિપત્યથી એટલું તો સૂચન થય છે કે

તેના તાબા હેઠળ કેટલાક ગક્ષિત રાજ્યો હશે. આધિપત્યનો નિર્દેશ કર્યા પછી બ્રાહ્મણમા આ વાકય આવે છે. ' પાડોશીઓને આચ્છાદન કરતો હુ (રાજા) થાઉં.' આ ઉપરથી 'આધિપત્ય' શબ્દ ચક્રવર્તિ રાજપદ્ધતિના અર્થમા વપરાએલો હોય. એ વર્ગના રાજ્યોમાં સર્વોપરી રાજ્યની સીમા બહારના રાજ્યો ઉપર એ રાજ્ય સર્વોપરી સત્તા ચલાવતુ. ખારવેલનો મહારાજ્ય માટેનો અભિષેક થએલો ખારવેલ પોતે મેળવેલા વિજય તથા કરેલા રાજસૂય યજ્ઞને લીધે તે અધિપતિ અને ચક્રવર્તિ તરીકે ગણાતો. સાર્વભૌમ થવાની ઇચ્છા આ પ્રમાણે વ્યક્ત થતી "(હુ) ભૂમિની નૈસર્ગિક સીમા સુધી સમુદ્ર પર્યન્ત, સઘળા મનુષ્ય પ્રાણીઓ ઉપર રાજ્ય ભોગવવા (ઇચ્છા રાખું છુ)". આ એક પ્રકારનુ મોટુ રાજ હોય છે અને તે રાષ્ટ્ર ઉપર નહિ પણ પ્રદેશના વિસ્તાર ઉપર આધાર રાખે છે શતપથ બ્રાહ્મણમા રાષ્ટ્ર ઉપર અવલબી રહેતા जानराज्य માટે ઉલ્લેખ છે. કૌટિલ્ય "નૈસર્ગિક સીમા" સુધીના રાજ્યની ચાતુરન્ત સામ્રાજ્યમા ગણના કરે છે અને કન્યાકુમારી સામુદ્રધુનિથી હિમાલય પર્યન્ત આખા હિંદુસ્તાન ઉપર પથરાઇ રહેલુ રાજ્ય એમ તેની વ્યાખ્યા કરે છે. એકજ રાજાના તાબામા હોય એવુ સમુદ્ર સુધી લંબાતું સામ્રાજ્ય સ્થાપવાનો વિચાર ઘણુંખરુ મગધમા પ્રથમ ઉઠ્યો હતો, કારણ અહીં બંગાળાના અખાતસુધી રાજ્ય લંબાવવા અવકાશ હતો એની અનાર્ય વસતીને લઇને દોઆબના આર્યજનની પેઠે હિંદુ સામ્રાજ્યવાદીને આમ કરવામા કંઈ અંતરાય નડ્યો નહોતો

આ પ્રમાણે બે રાજ્યપદ્ધતિ આપણને ઉપલબ્ધ થાય છે આધિપત્ય અને સાર્વભૌમ. આ ઉપરાત સામ્રાજ્યની પદ્ધતિ પણ હતી અને એ પદ્ધતિ ઉપર જણાવેલી બન્ને પદ્ધતિ કરતા પ્રાચીન હતી, કેમકે વૈદિક સાહિત્યમા એને માટે ઉલ્લેખ છે ઐતરેય સામ્રાજ્યને રાજ્યથી ભિન્ન ગણે છે અને વિશેષ અદ્ભુત તો એ છે કે

શુદ્ધ ચક્રવર્તિ રાજા હોવાનો દાવો કર્યો અને બીજે મહાન્ ગુરૂ, મહાવીર જીન ( વિજેતા ) હોવાનુ કહેતો. જેવી રીતે મોગલ રિયાસત વખતે ધાર્મિક અને રાજદ્વારી બાદશાહી સ્થાપનાના વિચાર ઉભરાતા હતા, તેવી રીતે આસરે બે હજાર વર્ષ પૂર્વે ધાર્મિક અને રાજકીય પ્રકરણમા વિજય મેળવી આખા હિન્દુસ્તાન ખંડને એકત્ર છત્ર હેઠળ આણવાના જ વિચારો લોકોમા પ્રચલિત હતા

આ સઘળી ધમપછાડમા ઐક્ય સાધવા એકતાનોજ વિચાર હતો એ તત્વ તરફ ઇતિહાસકારની સહાનુભૂતિ હતી એ સિવાય આખી પદ્ધતિમા એવુ કંઇ પણ નહોતુ કે જે અનુભવના દેશને પ્રેરણા થાય આ પદ્ધતિ અનુસાર પ્રચંડ રાજસત્તાનો વિકાસ કરવાનો હતો પરંતુ એ સઘળુ સત્તાના મદને જોરે કરવાનુ હોવાથી પરિણામે થાક વળતો આથી આ પદ્ધતિ પસંદ કરવા તરફ લોકોના વિચારો વળ્યા નહિ, એટલે ન્યાયના ગ્રંથો તેમજ રાજનીતિવિષયક વિચારકો સંયુક્ત રાજ્ય અને આધિપત્યના ધ્યેય તરફ વળ્યા અને વ્યક્તિગત સત્તાને ત્યજી દેવા માટે આગ્રહ કર્યો

મગધના સામ્રાજ્યવાદનુ મહાન લક્ષણ એ હતુ કે તે સર્વ વિષયમા મધ્યવર્તી હતુ ન્યાય રાજાના હાથમા હતો અને કાયદા ઘડવાનુ કામ પણ તેજ દિશામા વળતુ હતુ ગ્રામસંસ્થા રાજ અમલદારના હાથમા હતી સઘળા ખાણોનો માલિક રાજા હતુ અને તેજ ભાડે દેતુ દુર્ગુણો ઉપર સામ્રાજ્યની ચકોરદારી હતી, માદક સદ્ગુણ તેની કક્ષામા આવતા નહિ વેશ્યાઓને રાજખાતાના નિર્ણય ઉપર મુકી હતી જુગાર અથવા સર્વે સરકારી મકાનોમા અથવા સરકાર તરફથી પરવાનગી આપેલા મકાનોમા ચાલતો, ભોજનાલય ઓ દારૂની દુકાનો પણ રાજખાતાના અંકુશ નીચે હતા ખાણોને એકસાથ કરવામા આવી હતી આમાની કેટલીક રીતો ઘણુથી લોકોનુ હિત સચવાતુ પણ કેટલીકથી તેમનુ નુકસાન પણ થતુ

સુદ્ધ ચક્રવર્તિ રાજા હોવાનો દાવો કર્યો અને બીજે મહાન્ ગુરુ, મહાવીર જીન ( વિજેતા ) હોવાનુ કહેતે જેવી રીતે મોગલ રિયાસત વખતે ધાર્મિક અને રાજદ્વારી બાદશાહી સ્થાપનાના વિચાર ઉભરાતા હતા, તેવી રીતે આસરે બે હજાર વર્ષ પૂર્વે ધાર્મિક અને રાજકીય પ્રકરણમા વિજય મેળવી આખા હિન્દુસ્તાન ખંડને એકત્ર ભેગા આણવાના જ વિચારો લોકોમા પ્રચલિત હતા

આ સઘળી ધમપછાડમા ઐક્ય સાધવા એકતાનોજ વિચાર હતો એ તત્વ તરફ ઇતિહાસકારની સહાનુભૂતિ હતી એ સિવાય આખી પદ્ધતિમા એવુ કંઇ પણ નહોતુ કે જે અનુભવના રસને પ્રેરણા થાય આ પદ્ધતિ અનુસાર પ્રચંડ રાજસત્તાનો વિકાસ કરવાનો હતો પરંતુ એ સઘળુ સત્તાના સત્ને જોરે કરવાનુ હોવાથી પરિણામે થાક ચડ્યો આથી આ પદ્ધતિ પસંદ કરવા તરફ લોકોના વિચારો વળ્યા નહિ, એટલે ન્યાયના ગ્રંથો તેમજ રાજનીતિવિષયક વિચારમા સંયુક્ત રાજ્ય અને આધિપત્યના ધ્યેય તરફ વળ્યા અને વ્યક્તિગત રાજ્યને રહેવા દેવા માટે આગ્રહ કર્યો

મગધના સામ્રાજ્યવાદનુ મહાન લક્ષણ એ હતુ કે સર્વ વિષયમા મધ્યવર્તી હતુ ન્યાય રાજાના હાથમા હતો અને કાયદો ઘડવાનુ કામ પણ તેજ દિશામા વળતુ હતુ આમ સઘળા રાજ્ય વ્યવહાર રાજાના હાથમા હતો સઘળા વહાણોનો માલિક રાજા હતુ અને તેજ ભાડે ફેરવતુ દુરુણો ઉપર સામ્રાજ્યની તકેદારી હતી, માત્ર મદ્યગૃહ તેની કબજામા આવતા નહિ વેશ્યાઓને રાજ્યખાતાના નિર્બંધ દેખરેખ મુકી હતી જુગાર અથવા સો સરકારી મકાનોમા અથવા સરકાર તરફથી પરવાનગી આપેલા મકાનોમા રમાવતો, બોરજનાલય સો દારૂની દુકાનો પણ રાજ્યખાતાના અંકુશ હેઠળ હતા. ખાણોનો એકસાથ કરવામા આવી હતી આમાની કેટલીક ગોઠવણથી લોકોનુ દિન મરવાનુ પણ કેટલીકથી તેમનુ નુકસાન પણ થતુ